વિશેષણ—નામનો ગુણ બતલાવનાર શબ્દ.

વિશેષ્ય—વિશેષણ જેનો ગુણ દેખાડે તે શબ્દ.

જાત—વર્ગ.

## રતાળુ.

અનેક—ઘણા.

ઉપવાસ—ફળાહાર.

ટકાવ—આધાર.

ગાંઠાદાર—ગાંઠવાળુ.

રેશા—દોરા.

કૃતી—ચતુરાઈ, ક્રિયા.

નીર—નેહેર, ગટર.

એકાંતરે—એક દહાડાને આંતરે.

ટકતો—રેહેતો.

કણ્ણી—ભુકો.

## વિભક્તિ વિષે.

વગડાના—જંગલના.

સંબોધન—જેનુ નામ દઈને બોલાવે છે તે વિભક્તિ.

## ક્રિયાપદ.

[illegible]—તકરાર.

કાળ—વખત.

## અવ્યય.

લિંગ—જાતી

અવ્યય—જે શબ્દના રૂપમાં કાંઈપણ ફેરફાર ન થતાં પોતાના રૂપે હમેશાં રહે છે તે.

હુનર—ખુબી

[illegible]—દાગીના.

ઉંમર—ઉમર.

## સુરણ.

ચૈત્ર—હિંદુઓનાં વરસનો છઠ્ઠો મહીનો.

વૈશાખ—વરસનો સાતમો મહીનો.

માગશર—વરસનો બીજો મહીનો.

પોશમાં—વરસના ત્રીજા મહીનામાં

શીજતુ—ચડતુ.

સંચોરો—પાપડીઓખાર.
દાંડાની—ડાળીની.
મુશળા—ચોખાખાંડવાનો સોટો.
અંતરપર—તફાવતપર.
સરપણ—લાકડાં.
શ્રાવણ—હિંદુઓના વરસનોદશમો મહીનો.
ભાદરવો—હિંદુઓના વરશનો અગીઆરમો મહીનો.
ગરમ—ગરમાટવાળુ.
પુષ્ટીક—મજબુતી આપણાર.

## દુધી.

જેષ્ટ—વરશનો આઠમો મહીનો.
મોસમ—ઋતુ, વખત.
માંડવો—મંડપ.
પસારાઇ—ફેલાઇ.
તંબુરો—વગાડવાનું હથીયાર.
ભંડારી—તાડી વેચનાર.
તુખડાં—સુકાયલુ દુધી.
પારથવાને—ઓળંગીજવાને.
પેલેપાર—સાંમેકાંઠે.

ઘોડાફલંગી—ઘોડાપર બેઠે તેમ.
વૈદ્ય—હકિમ, દાકતર.

## વેગણાં.

ભેદ—તફાવત.
કુમળું—નાહાનું, કુંઅર, વગર બીનુ.
પથ્યકર—ગુણકારક.
લેખ—વખાંણ.
બીયાવાળું—ઘરડું.

## ભીંડા.

મૃગશર—દુનીઆના ૨૭ નક્ષત્રમાંનુ એક નક્ષત્ર.
ગોમદાઇ—કરમાઇ.
સ્વાદિષ્ટ—રસિક, જીભને ભાવતુ.
કાચરી—સુકવેલી કાતરી.

## મુંબઈ ટાપુ.

દેહેરું—મંડીર.
બારાંમાં—બંદરમાં.

તૂતક—વાહણની ઉપરનોભાગ.
વાવટાકાઠી—ઝુંડો, ધજાનોસ્થંભ.
દીવાદાંડી—વહાણવટીઓને ચેતવણી સારૂ ખડકપર બાંધેલો મીનારો કે જ્યાં રાત્રે દીવો મુકેછે.
દરિઆઇ લુટારાઓનું—ચાંચીઆઓનું.
જંજીરા—ટાપુનું નામછે.
બરાકો—સોજરોના મકાન.
ધકા—દરીઆકીનારે માલ લાવા લઇ જવા શારૂ લાકડાનો પુલ.
પુલ—પાણીની ઉપર બાંધેલો રસ્તો.
મથક—ઠેકાણું, સ્થળ, બંદર.
ગોદી—વાહાણ બનાવવાનુ તથા સમારવાનુ કારખાનુ.
કોટ—શેહેરના બચાવ સારૂ બાંધેલી ફરતી દેવાલ.
બાંધણી—બાંધકામ, બનાવટ.
ધારણા—વિચાર, હેતુ.
સુખાની—ખેલાસીની, હાકેમની.
કારકીર્દિમાં—અમલમાં, ચલણમાં.
ઉગમણુ—પૂર્વ દિશા.
મરહુમ—બેહેસ્તનશીન.
હરમી—સોમની.
હવા ખાવાને—શેહેલ કરવાને.
ગલાદારીઓને—વટેમાર્ગુઓને.
ખમોડિયાંમાં—પાણીના નાહાના ખાડામાં.
ખતેલાઓ—માલ ભરવાનાં મોટાં વહાણો.
સ્થાનેલી—રહેલી.
સ્થાનિકમાં—જગામાં.
ફાંટે—રસ્તા. ભાગો.
ધર્મતુ—ઉપકારી
તરી—નાવો. આવવા જવાસાર નદીમાં તરતાં રખેલાંપાટીઆં.
અગનીરથની—આગગાડીની.
રોગાષ્ટ—દરદ.
કબરસ્થાન—દાટવાની જગા.
ઓળખાતા—પરખાતી.
આચકોખાશે—અચકાસે.

માછી—અસલી.
ઘટે છે—લાયક છે, યોગ્ય છે.
અમળતળે—તાબાતળે, હાથનીચે.
સરાંભાગ્યે—સારાંનશીબે.
હાર—પાર, પરાજય.

## માહારાણીજીની ગરબી. *

પ્રેમવાળી—માયાવાળી.
હૈડામાં—મનમાં.
અચળ—કાયમ.
કરુણાંથી—મેહેરબાનીથી.
કુશળ—આરોગ્ય.
વિધવિધ—જુદાજુદા, તરેતરેના.
સંહારજો—દુરકરજો, પરાજય-
કરજો.
અફળ—વ્યર્થ, ફોગટ.
વિજય—કિર્તિ.
જગતપતિપણા—ઇશ્વરના.
કષ્ટ—દુખ

કૃપાનિધિ—ઇશ્વર, કૃપાનાકરનાર
જશ—કિર્તિ.
સોહાગ—સીનગાર.
ઉમંગ—હરખ, ખુશી.
સુજશ—સારીકિર્તિ.
નામના—પ્રખ્યાતથજો.
દીપાવડો—શોભિતો, સોભાયમાન.
રાજસમાજ—રાજ્યમંડળી.
ચોગણી—ચારગણી
હામ—હિમત.
પરિવાર—વંશ, કુટુંબ.
જયજયકાર—ફતેના પોકાર.

## શેહેરોમાં પાંણીની રસદ તથા તેની વેહેચણ.

રસદ—રેલો.
આંમદાની—આવક.
હોજ—ફુવારો.
ફાંટા—શાખા, આડારસ્તા.

* આ કવિતાની સમજણ પાછળ આપી છે.

કઠી—બંધ.

## ભુગોળ વિદ્યા. ભાગ ૨.

મહાદ્વિપ—મોહટોબેટ.

ખંડ—જમીનના મોટા ભાગમાં ઘણાં દેશો આવેલા હોય તે.

દેશ—મુલક.

પ્રાંત—ઘણાં શેહેર મળીને થાય છે તે.

શેહર—જ્યાં સુંદર હવેલીઓ ને બજાર હોય તે.

પ્રગણા—ઘણાં ગામ મળીને થયલાં તે.

ગામ—જ્યાં થોડા ઘરની વસ્તી હોય તે.

માહાસાગર—મોટો સમુદ્ર.

સમુદ્ર—નાહનો દરીઓ.

ઉપસાગર—પોહોળામોહનો અખાત.

નદી—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળેછે તે.

ભૂમી—જમીન, પૃથ્વી.

વાહાણવટી—દરીઓ ખેડનાર.

ધ્રુવની—દુનીઆનો અચલ તારો જેણા આધારથી વાહાણ ચલાવેછે.

## ભૂગોળવિદ્યાનો ગરબો.*

સાહેલી—બેનપણી, સખી.

વણુ—વગર, વિના.

ગતિ—ફરવાનીશક્તિ.

નિરધારી—આધાર વિનાની.

આકર્ષણ—ખેચાણ.

અનુસારી—મળતી.

વ્યાસ—ઘેરાવો.

નિશ દીન—રાત દહડો.

---

* આ કવીતાની સમજણ પાછળ આપી છે.

નોકા—વાહાણ.
દોરો—હઠીઓ.
ધરી—આપી.
મણા—કસર, ખામી.
સોહીએ—સોભિયે.
અક્ષાંશ—પૃથ્વી ઉપરની મધ્ય લીટીથી હરકોઇ જગાનું ઉત્તર દક્ષિણ છેટું અંતર તે.
રેખાંશ—ધોરણ લીટીથી પૂર્વ પશ્ચિમેનું અંતર તે.

પર્વત, સરોવર, અને નદીઓ.

સૃષ્ટી—દુનીયા, જગત.
બંધારણ—ગોઠવણ.
પર્વત—ઘણાઊંચા ટેકરા, ડુંગર.
વિશેષ—ઘણું, અતિશ.
પ્રવાહને—વેહેવાને.
શિખરો—ટોચો.
વરસ્યા—પડ્યા.
વસંતરતુ—ગરમીની મોસમ.
ખુટકો—ઘટારો, ઢાંણ.
તડોમાં—ફાટોમાં, ચીરામાં.
સમાઇજવું—જતું રેહેવું.

ઉન્હાળા—ગરમીના દિવસ.
વેગથી—જોરથી.
અનર્થ—વગર કામના.
નિશ્ચળ—સ્થાવર, અચલિત.
નિરંતર—હમેશ, રોજ.
ખટપટીયા—ધામધુમીયા.
વિદ્યા—ભણતર, જ્ઞાન.
પ્રસારનું—વધારવાનું, ફેલાવાનુ.
સાધન—મુલ, હથિઆર.
તીરે—કાંઠે.
તેજ—નૂર
મૂલતત્વ—મુળવિકાર, સાર.
વિદ્યાભ્યાસ—ભણવાનોમાહાવરો.
ઉમંગ—ઉલટ, હોસ.
પ્રાપ્તથાઇ—પેદાથઇ.
અજ્ઞાન—વગરસમજના, બેવકુફ.
રાની—જંગલી.
સરાસરી—મધ્યપ્રમાંણ.
વિદ્યાચારની—વિદ્યાધર્મની.
વૃદ્ધિ—વધારો.
આરોગ્યતા—કુશળતા.
ભિનાશ—સરદી, હવા.

કાંહી—સળી.
ખારપદાર્થ—લુણવાનચીજ.
ઉજડ—વેરાન.

## સવા રૂપીયાની કિંમત.

સ્વભાવે—ખાશયતે.
ખરચવાને—ખિશાખરચને.
અદેખાઇ—મત્સર.
ઉઘાડું—છરેછોક, સાફ.
ગજવાંખરચ—છુટું ખરચ, પર-
ચુરણ ખરચ.
હોંસ—ઇચ્છા.
હેતુ—મતલબ.
અગત્યના—જરૂરના.
ઉપયોગોમાં—કામોમાં.
અલુખડાં— નાહના બટાટા.
કોરો—સાદો.
માણસદીઠ- દરમાણસે.
પોષણને—ગુજરાનને.
ગરીબાઇથી—નાચારીથી.
છાસ—તાક
દુવા—આશિર્વાદ.

સમરાવવાને—મરામતકરવાને.
બાકીરેહેશે—ફાજલરેહેશે.
સાધારણ ધંધો—આબરૂથી ગુ-
જરાન ચલાવે એવોરોજગાર.
સિદ્ધ—દુનીઆંનાં મુળતત્વ.
રંગભરેલાંચિત્રો—રંગેલાંઓ.
આદ્ય—અગાઉના, પેહેલાંના.
ગ્રંથો—પુસ્તકો.
અનાકાની—અચકાતો.
ઉડાવો—ખોટે માર્ગે વાપરો.

## તોલ.તથા માપ.

તોલીને—વજન કરીને.
ભરીને—માંપુ કરીને.
કાટલાં—વજન, તોલ.
માપ—પરમાણું.
ગજ—ચોવીશ તશુનું માપ, બેફીટ.
ખંડીયું—૧૨ મણનું તોલ.
કલસી—૧૬ મણનું તોલ.
હારો—૭ મણનું તોલ.
રતી—૪ ગુંજ.
વાલ—૩ રતીનું માપ.

તોલો—એક રૂપીયા જેટલાં વજનનુ તોલ.
વીશાં—૨૪૦ કાઠીનુ માપ.
વાસી—૨૦ કાઠીનુ માપ.
ડોકી બેસાડેછે—અટકળે કહેછે.
છેતરેછે—ઠગેછે.
ખોટું—દુષ્ટ, પાપી, ખરાબ.
ડંડાય—ગુનાને બદલે શરકારમાં રૂપીઆ આપવા પડે તે.

## ટંટો પતાવનાર.

ખબરદાર—હોશિઆર.
ઝગડો—ટંટો, કજિયો.
પંચમાં—સભામાં.
ઠરાવથી—દરખાસ્તથી.
માંરી જોડે—મારી સાથે.
ડાવકી—ખબરદાર.
ફરીઆદ—રાવ.
ભલમનસાઈને—નમ્રતાને.
લાગેછે—હેત આવેછે.
વાહાલાં—પ્યારાં.
ભોડું—જુઠું, ખરાબ.

લાજ—શરમ.
ઉપરાણું—તરફેણ, પક્ષ.
વારી—અટકાવી.
ખિશીઆણાંજ—ઝંખવાણાંજ.
ધન—સાબાસ.
અસર થઈ—લાગણી થઈ.
ભુંડી—ખરાબ.
માંડીને—વીશતારીને.

## ગુલામ અને સીંહ.

અસલના વખતમાં—પ્રાંચીન કાળમાં.
બેહેતર—ઘણું સારૂં.
તક—લાભ.
ઠગલા દુઃખ—અતીશય આપદા.
કકડીને—ઘણીજ.
હિંડવાની—ચાલવાની
કોતર—ગુફા.
નિગંશ—નાશીપાશ.
ભયકાર—બીહામણો.
ગાહોર—સાદ, અવાજ.
સિંહ—સઘલાં જાનવરોનો રાજા.

મોતીયાંજ મરી ગયાં —ગાત્રજ
સીતલ થઇ ગયાં.
રાંકડુ—દયા આણવા જોગ.
ઈરાદો—ડોલ.
ધાટોકાઠી—મોટેથી પોકાર કરી.
ધીરજ—સબુરી.
ખોડાતો—લંગડાતો.
સુણેલો—સુજેલો, સોજોઆવેલો.
ભાગ્યોછે—ભોકાયોછે.
ડોળ—ચેહેરો.
પરૂ—ગુમડાંમાંથી નીકળતો સ-
ફેદ પ્રવાહી પદાર્થ.
હરખ—ખુશી.
ઉપકાર—પાડ, આભાર.
શિકાર—ભક્ષ.
ઓચિંતા—એકાએક.
હવાલે કરયો—સ્વાધીન કરયો.
ચાલતા હતા—અમળમાં હતા.
ખીજવાયલો—ચીડવાયલો.
છોડી મેલ્યો—છોડયો.
લાગ—તક, રસ્તો.
કમકમાટ—કકણાટો.

તમાસો—ખેલ.
ભેદનો—ભીડ.
ઊદાસ—દલગીર, સોકાતુર.
ફાળ—કુદકો.
ખરાડા—ખુમારા.
છલંગ—કુદકો.
મોહોનીફાડ—મોઢાનીચીર.
રૂપ—આકાર, ઢાળ.
કાચાહઇઆનું-પોચીછાતીવાળુ.
હોસજ ઉડીજાય—મોતીઆંજ
મરી જાય.
તરાપ—હલો, કુદકો.
લાડ—ગેલ.
મોટેસાદે—બુમ઼ંદ અવાજે.
જાતીસ્વભાવ—ખાસીયત, મુળ-
પ્રકૃતિ.
કથા—વાત.
બદલો—અવેજ.

## ચીનાઈ વાસણ. ભાગ ૧ લો.

અજાણ્યાં—કાચના રચમાં.
કંદીલની—ગભાસની.

ખાંભારી—પાસા પાડેલા.
ભઠ્ઠીમાં—નિભામાં, ચેહેમાં.
થર—પાળ, ચોક.
ખાંડીને—ફુંદીને.
ખલાળતા—બોળાલતા.
પ્રવાહી પદાર્થ—પાણી સરખી વેહેતી ચીજ.
ગુંદાય—મસળાય.
ચાક—પૈડું,
કેળવાએલી—તૈયાર થયલી.
લોંદા—લચકો.
ચતુરાઇથી—હિકમતથી.
ડોળીઆં—નમુનો, ઘાટ.
ખરાદી—કંતારી.
સંઘાડા—કાંતવાનો સંચો, "લેડ".
ઉતારેછે—કાંટેછે.
ચલાણું—કાચનાં ખ્યાલા.
નાળચાં—કાચના ચમચા.
ખીબાં—ભરવાનાં ઓઠાં, ઓટણી.
ચાહેદાની—કીટલી.
પકવેછે—ખુબતાપ આપી પાકાં કરેછે.
તાપ—બળવું, ગરમી.
ખારની—ચુનાટની.
ચોખ્ખાં—સાફ.
ધીમી આંચવાળી—થોડી ઝાળવાળી.

ચીનાઈ વાસણ. ભાગ ૨. જો.

ખબરદાર—હોશીઆર.
ચીતારા—રંગારા, ચિત્રપાડનારા
હુનરની—કળાની.
ખબર—જાણ.
ટેવ—આદત.
સુઝે—માલમપડે, જણાય.
કુંભાર—માટીના વાસણ બનાવનાર.
ઉભરાઈ—છલકઇ.
રેખા—લીસોટા, ડાઘા.
અજમાવી—તપાસકરી.
છેટે—આઘે, દુર.
ધર્મશાળા—મુસાફરોને ઉતરાનું ઘર, મુસાફરખાનુ.

સ્વાર—ઘોડે બેસનારો સીપાઈ.
પથરી—કાંકરી.
લાલચોલ—ધગધગતી.
ચપટી—અંગુઠાને આંગળીની વચે
ઉપડયાં—નિકળ્યાં.

## જુદી જુદી જાતના લોકોની શરીર શોભાવવાની રીત.

ચાલ—રેવાજ, રસમ.
અજ્ઞાન—અનસમજુ.
માનેછે—વિચારેછે, ધારેછે.
વીંધાવીને—કોચાવીને.
કડીઓ—વીટલીઓ.
સોગઠાં—ચોપતનાં સોતકાં જેવાં.
ચોખંડા—ચાર ખુણાંવાળા.
હસ્તાં હસ્તાં—મશકેરીમાં.
ડામ—ગરમ ચપકો.
વડાઈ—મોટાઈ.
શિકલ—ડોળ.
કદરૂપા—બેડોલ.
ચીપ્યું—ચપટું.
નામાંકિત—પ્રખ્યાત, નામીચો.
ખુટ—ખાલી.
માને પણ નહીં—કબુલ પણ નહી કરે, હશી કાઢે.
પાટલીઓ—તલીઆંની ઉપરનો ભાગ.
કઠણ—તંગ.
કેડે—કમ્મરે.
પાટા—પતા.
દમ—સ્વાસ.
કરોડનું હાડકું—બરડાનો કાંટો.
મરડાઈ—વળી.
પાંસલીઓ—છાતીની બાજુપરનાં પોહળાં હડકાં.

## તરબુજ અને ખરબુજ.

મગજ—ગર.
આખરે—છેવટે, છેડે.
ઠંડુ—ટાઢકવાંન.
ખાતર—પુરવણી.
ખડબચડી—ચરબડી.

## ઋંદગી. *

પરવરદિગાર—પરમેશ્વર.

અખત્યાર—ચલણ.

પરાણે—બળાત્કારે.

જસોની—કીર્તિઓની.

વખાર—ભંડાર.

કારબાર—કામકાજ.

દીલદાર—વાહાલો, પ્યારો.

સાહ્યકાર—મદદગાર.

બદી—નઠારાં કાંમ.

ફસાવી—ઠગીને.

જપે—ભજે.

ઊગાર—બચાવ.

* આ કવિતાની સમજણ પાછળ આપી છે.



## નઠારા નિશાળીઆ વિશે. ભાગ ૧.

૧. નઠારા નિશાળીઓ નિશાળમાં બીજાં છોકરા હાજર થઈ રહે ત્યાર પછી હાજર થાયછે, અને બીજાઓના બેઠા પછી પોતે બેસેછે, વળી મેહેતાજી જે કાયદા કહે તે પ્રમાણે ચાલે નહીં, એવા નઠારા નિશાળીઓ નિશાળે જઈને શું શીખવાના હતા.

૨. સાંજ પડીકે તરત સુવાની વાત સુઝે, (એટલે) પછે નિશાળમાં પાઠ વાંચતાં વાંચતાં તેના પગ ધુજે છે; જાણે તે જાણે લીસોટા સરખું અને વાંચે તે જાણે લવારો કરતો હોય તેમ. એવા નઠારા.

૩. શબ્દની જોડણી પણ કરતાં નહીં આવડે, કંઈપણ મનમાં ચીંતા રાખ્યા શિવાય માંહે ભૂલો કરતો જાય; કલમોને ભાંગી ભાંગીને ભારાની માફક એકઠી કરયા કરે. એવા એ નઠારા નિશાળીઓ.

૪. પોતાના ગંદા હાથ માટે ચોપડીઓ પણ તેથી મેલી કરે, અને જેમ ગાંડી પોતાનો બચકો બાંધે તેમ દફતરમાં ચોપડી વિગરે ભરે; વળી લુગડામાં હજારો હજાર જુ અને લીખો પડી હોય.

## નઠારા નિશાળીઆ વિશે. ભાગ ૨.

૫. તે વાતગરો લાંબી વખત સુધી વાતમાંજ વળગેલો રહેછે, અરે છોકરાંઓ તમે તેનો સંગ ના કરશો; જેની વાતનો પાર નો આવેજ નહી. એવા નઠારા નિશાળીઓ.

૬. નિશાળમાં લડાઇ કરે મારા મારી કરે, નહીંતો પછી ત્યાં લાંબો થઇને સુએછે; તે વખતે પોતાનું નઠારા નિશાળીઆનું રૂપ બરેબર દેખાડેછે; અને તેને કોઇ સાંચું કહે તો તે કડવું લાગે છે. એવો નઠારો નિશાળીઓ.

૭. એ અભાગ્યો નિશાળીઓ નિશાળમાં મેહેતાજીને નડેછે, નિશાળેથી રજા મળી કે વાંદરાની કાંણી એડાં કરતો ઘેર જાય, એવો છોકરો તેણાં માં બાપને વહાલો નથી લાગતો. એવો નઠારો નિશાળીઓ.

૮. નિશાળમાં જોર જુલમથી તેને આણેછે, પણ બરાબર નહીં શીખે એટલે વિદ્યા વિનાનો મુર્ખ રહેછે, પછી તે ભીખ મા-ગીને કે લાકડાનો ભારો વેચીને પોતાનું પેટ ભરેછે. એવો નઠારો નિશાળીઓ નિશાળમાં શું સીખવાનો હતો.

## પ્રાણીપર દયા રાખવા વિષે.

૧. જુઓ આપણા શરીરને દુખ થયાથી આપણે દુખ થાય છે, તેવી રીતે પ્રાણીને દુખ દીધાથી તેને દુખ થાયછે; તમે અંધ મતિના થઇ જીવડાં જાણી તેને આવશ્યક મારશો નહી. અરે દીલમાં દયા આણીને પ્રાણીઓને દુ:ખ દ્યો નહી.

૨. બધાના શરીના અવયવ ઇશ્વરે બનાવેલાછે, તે તમારીથી

હજારો ઉપાય કરોતો બને નહી; માટે વિચારીને મનમાં બરાબર બધ રાખી. અરે દીલમાં.

૩. ગરીબ પ્રાણી ધારી ચાલતાં તેના ઉપર પગ નહી મેલ-શો, તમે તે ગરીબ જીવ (જેઓ આ સ્રષ્ટિમાં આપણા મિત્ર છે) ને મારીને ખુશી થશો નહી; પોઠીકી બહાદુરી બતાવા એ બાતકી કામની વધારે વાત પણ નવ કરશો. અરે દીલમાં.

૪. આપણો અને તેનો બનાવનાર એક ઇશ્વરછે, વળી આપ ણા કરતાં તેના ઉપર તેની મેહેરબાની વિશેષછે; અને તેઓ ઇશ્વરે આપેલું સુખ સમજી, ભલે હરે અને ફરે. અરે દીલમાં.

૫. અરે તેની શકિતની ઉપરાંત ભાર ભરીને તેને શું કરવા મારવાં જોઇએ, તે બાપડા ગરીબ પ્રાણીનુ દુખ આપણે વિચારવું જોઇએ; ઘાતકી કામ એ પાપછે એવું સમજી કદી કરશો નહી.

૬. અરે તું જે તેના પગ અને પાંખ તોડી તેને કાંટા ઊપર ભોકીને લટકાવીને પાપનું કામ કરેછે; અને નીશાનો મારીને તીરો વડે તે પ્રાણીનો નાશ કરેછે. દીલમાં દયા આણીને.

## જગ કર્તા વિશે.

વિશ્વકર્ત્તા પરમેશ્વરે આ દુનિયાંમાં જે પદાર્થો બનાવ્યાછે તેથી આખી દુનીયાનાં માણસો સુખ પામેછે, તે પરમેશ્વરના ગુણ ગણતાં

પાર આવતો નથી. પૃથ્વી પાણી મોટા, મોટા પર્વતો જંગલમાના બધાં ઝાડો, બળદ, ઘોડા, અને બળવાન હાથીઓ વેમાન સરખા બેસવાના ઝડપવાન વાહનો. તે અને આકાશમા તારા ચંદ્રમાં અને સૂર્યના પ્રકાશની બરાબર રચના રચીછેઃ વળી માણસને. માટે વખતેનાં સુખનાં સાધનોં ઇશ્વરે બનાવ્યાછે.

## માનો ગુણ. ભાગ ૧.

૧. હું જ્યારે બચપણમાં પારણુ માં સુતી હતી ત્યારે હું રડતી તો મને છાની કોણ રાખતું હતું, વળી મને પીડાયથી જોઇને પીડા કોણ પામતું હતું, ઘણાં પ્યારવાળી અને દયાવંત મારી વાહાળી મા તુંજ.

૨. મને ભીનામાથી સુકામાં સુવાડી પોતે ભીનામા સુએ, જે ચીજ ખાધાથી મને દુખ થતુ તે સ્વાદિષ્ટ ચિજ કોણ તજતું, મારી તંદરોસ્તી જાલવ્વા માટે કડવાં ઓસડ કોણ પીતું. ઘણા પયાર વાળી.

૩. મને પોતાની છાંતીએ દાબી ચુમી કોણ લેતુ, સારી સારી ખાવાની ચીજો મને કોણ આપતુ; અને વળી મને શાંત રાખવાંને મિઠા શબ્દથી ગીત કોણ ગાતુ. ઘણા પયાર વાળી.

૪. હું પડુ કે અફડાઉં તો ખમા કોણ કહેતુ, વળી પોતાની આંખમા પયારના આંશુ આણીને કોણ રડતુ; પછી પોતાનુ દૂધ કોણ પાતુ. ઘણા પયાર વાળી.

૫. ઇશ્વરની પ્રાથના કરવાને મને કોણ શીખામણ દેતુ, કે જેથી પાપનો ભય મટી જાય અને સદગતીથાય; વળી ચીંતા રાખીને મ.રૂ ભલુ કરવા કોણ ઇચ્છતુ. ઘણા પયાર વાળો.

## માનો ગુણ. ભાગ ૨.

૬. માછલીઓનુ વહાલ જેવું પાણીની સાથેછે, તેવુજ તારૂ હેત હજી મારી સાથેછે તે જીભવાથી લખી શકાતુ નથી. ઘણા પયાર.

૭. આહા ! તેં મારીજે અમુલ્ય ચાકરી કરીછે તે શુ હુ ભુલી જઇશ? હુ સર્વકાળ તારો દાશ, થઇને તે બદલો વાળી આપીશ. ઘણા પયાર વાળી.

૮. અરે ઓ પરમેશ્વર અરે ઓ સુખદાતા, મને મારી માયે જે ફાયદો તથા ઉપકાર કર્યાછે, તેનો બદલો વાળવાનો વખત મને આપજે. ઘણા પયાર વાળી.

૯. આ આઠ છંદ જે કોઇ ભને અને સાંભળે તથા રોજ એને ઇયાદ કરે તો તેણે પરમેશ્વર રાજી થઇને બધી જગોએ સુખી રાખે આ આઠ રૂડા છંદ કવિ ડળપતરામે રચેલાછે. ઘણા પયાર.

## પિતાની સેવા. ભાગ ૧.

૧. જયારે હું છેક નાદાન છોકરો હતો ત્યારે મને પીતાએ

ઉધારીને ઉછારીને મોટો કર્યો; મને સારી રીતે ખુશીમાં ને ખુશીમાં રાખતા હતા, એ મારા પીતા તે આભાર હું કેમ ભુલું ?

૨. મેં તમારી છાતી ઉપર ચઢી મુઠ પણ તાણી હશે, તોપણ તમે દીલમાં કાંઇબી રીશ આણી નથી; વળી મેં જેમ કહ્યું તેમ તમે કર્યુ. તમારો આભાર એ પીતાજી.

૩. મને સારી સારી શીખામણ દઇને સુધાર્યો, વિદ્યા ભણાવી ને વિવેક ગ્નાનમાં વધાર્યો; ઘણી ઘણી વાતના મર્મ સારી રીતે સમજાવ્યાં. એ બધો આભાર ઓ પીતા.

૪. બહુ બહુ વાતના દુખ વેઠીને મને છાતી સરસો લઇ તમારી છાયામાં આણ્યો; વળી અંતઃકરણથી જે વહાલ આણતા. તે સર્વ આભાર ઓ વાલા પીતા.

૫. મને જોઇને તમે ખુશી થતા, મેં જે ચીજ માગી તે ચીજ આણી આપતા; આહા એ બધા ઉપકારો જે ભુલી જાય તે તો અધમ છોકરો જાણવો. ઓ મારા પીતા.

૬. જો હું કદી મોટા ગુનામાં આવું તો ગરીબ જાણીને શીક્ષા કરતાં દયા લાવતા હતા; વળી તેથી મારા પરથી પયાર પણ ઓછો નથી કર્યો અને મને દુખ પણ નથી દીધું. ઓ વાલા પીતાજી તે આભાર હું કેમ ભુલુ.

## પીતાની સેવા. ભાગ ૨.

૭. મને ભણાવી પાર્ધા કરીને નશીબવાન કીધો તથા મારી પાસે જે ખરાબ ચાલ હતી તે દૂર કરાવી; જેથી કરીને મારી ત ગી ઠાઠોમાં થઇ રહી. ઓ વાહલા પિતા એ ઉપકાર.

૮. મેં આજ સુધીમાં જે જે લાભો લીધાછે, અને હવે પછી પણ જે લઇશ તેનો હું તમારી પાસ ઉપકાર માનુંછું; વળી મને સદા સુખમાં રાખવાને બહુ મહાજો લીધાછે. ઓ વાલા પીતા.

૯. મને જોઇને તમારી આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવતાં પછી છાતી સરસો લઇને કોટી કરતા; અને તમે મધુર શબ્દથી મને બોલાવતા. એ આભાર વાલા પીતા.

૧૦. હું આજ લગીતો અંજાણ્યો અને નાદાન છોકરો હતો માટે તમારો પાડ માંણી શક્યો નહી પણ હવેતો હું સમજુ થયોછું.

૧૧. જો ઇસ્વર મને જીવતો રાખશે અને આપણે બંને આરોગ્ય રહીશું તો હુ તમારો સર્વ કાળ ચાકર થઇને, ખરાં દીલથી ચાકરી કરીશ. ઓ પીતા.

૧૨. આ છંદ સારા ગણીને જો ધીયાંનથી ભણે તો તેને બાપના વિશે ભક્તિ ઉત્પંન થશે; અને સારૂ ગ્યાન મેળવીને સારા ઉદ્યોગપર લાગશે, એ છંદ કવિ દળપતરામે જોડયાછે.

## ઈશ્વર પ્રાથના.

૧. જેનાં બલથી પ્રૃથ્વી પાણી પાહાડ અને આકાસ વીગરે થયુંછે; તથા જેની કિર્તિ ઘણીજછે. તે પરમેશ્વરને હુ નમું છું.

૨. ચંદ્ર સુરજ અને ગ્રહની ફરવાની, સકત્તિ રાત દાહાડો રૂતું ધાતુ ઝાડ જનાવરો એ બધાને તારો ટેકોછે.

૩. અરે પરમેશ્વર આ દુનિયામાં કેવી યુકિતઓ કરીછે! પરોપકાર અને ડહાપણામાં તો તુ બેહદછે.

૪. તું તારા નીતિ રૂપી રાજમાં મને હજાર અને સદા એવો ઉદય કર કે હું તારા સદગુણ ગાયા કરૂં.

૫. હું અપ્રાધી અને પાપીછું, શરમ ભરેલાં કામો કરૂંછુ તે બધાંથી પરમેશ્વર હુ તણે કાળાવાલા કરી કહુછુ કે મને બચાવ.

## ઈશ્વર સઘળુ જુએછે.

૬. હે ઇશ્વર તુ સર્વ શકિતવાનછે, તું તારી તીક્ષણ આંખથી બધું જુએછે; જે વાત ખુણે થાય તથા જે વાત મનમાં થાય તે પણ તું જાણેછે.

૭. હું જે વાત છુપી ધારૂંછું તે વાતથી તું અજાણ્યો નથી; છુપાં બનતાં બધાં કામને તું જુએછે તું આ જગતનો મોટો સૂર્યછે.

૮. હું જે જે પાપો કરૂંછું, તથા જે જે જુઠા અને, નઠારા સબ્દ બોલુંછુ; તે સર્વને તું તારી પાસે નોધી રાખી મારા પર કડવી નજર કરેછે.

૯. જે આ દુનીઆંમાં સારાં કામો કર્યા હોયછે, તે સર્વ મ-રી ગયા પછી તારા ધનસાફના ચોપડામાં વંચાયછે.

૧૦. અરે ઓ બાપ મારાં બેશરમી કામ વાસ્તે માફ કરજે; અરે પરમેશ્વર હું તારા ચરણ પાસે કયું મોઢું લઇને આવું.

૧૧. હવે પછી મારો એ નિશ્ચયછે કે કોઇબી દીવસ મારે પાપ કામ કરવું નહી; કેમકે તું ઘડીએ ઘડીના છુપા બંનાવને જુએછે.

## ભણવા વિશે.

અંરે દેશીઓ તમો ભણો.

કેમકે જે કોઇ ભણીને સમજણાં થશે તેના સઘળા વ્હેમ જડ મુળથી ઉખડી જશે. દેશી લોકો ભણો.

જે માણસ પોતાનો વખત વગર ભણવે કાઢેછે તે પછી પસ્તાઇને માથે હાથ મેલી રડેછે. દેશી લોકો.

જે માણસો વગર ભણવે સુખ માગવા ઇચ્છતા હોય તો તેઓ બહુજ દુખ પાંમેછે. દેશી લોકો.

ભણવા ઉપર તમારો વિચાર ઊંધો ના જણાવશો, વિવેક રૂપી માણ આણી તમારાં મનને ખીલવો. દેશી લોકો.

તમો ભણી ગણી ના જાશો નહીતો પાછળ રહી જશો.

અરે હવે જલદી સર્વ લોક ઊઠો ને તમારામાં શુગ-પણું છતાં ભુલ નહિ કરો. દેશી લોકો.

અરે આપણા દેશના સઘળા રેવાજો કંઇ ખોટા નથી, અને તમે ખોટા હાડકાના હરામ થયાથી તે ખોટા થયાછે.

દેશ તાજો કરવાને હુનરો વધારતા જાઓ અસલની જુની ચાલ છોડી દેતાં તમે શરમાવો ના. દેશી લોકો.

અરે તમે રોજ રોજ નીતિવાન થજો અને ધસોને ધરમ રૂપી ચંપુને સાવા જાઓ. દેશી લોકો.

અરે તમે બધા જો સપ કરીને રહેશો તો મનને ગમતાં ફળ પામશો. જો રાજાઓ રઇયત ઉપર ધર્મરૂપથી રાજ ચલાવે તો પછી એક બીજામાં સંપ રેહેશે. દેશી લોકો.

તમે રાજ દરબારના કામમાં હાથ ઘાલો, તમે દેશાભીમાનથી માન મેળવશો. દેશી લોકો.

તમે તમારા મોભા ઊપર ધ્યાન આપો અને આપઆપતીયાંરીથી કીર્તિ મેળવો. દેશી લોકો.

હવેથી તમે મોટા કાંમપર મસગુલ થાઓ અને નિત ચીત દઈને મેહેનત કરો. દેશી લોકો.

ખરે મને (નર્મદાશંકર) મનમાં લાગી આવ્યાથી આ કવિતા બોલું છું, આપણી ટેક અને સત્તા જાય તે હું કેમ કરી ખમી શકું. દેશી લોકો ઉઠો ઊંઘમાથી બેઠા થાઓ.

## માણસનું માપ.

જે માણસ પોતાના ધંન અને માલમતાની મોટાઇ કરે તેને કોઈ જગે. સુખીઓ નહીં જાણવો તેણે સદા દુઃખી જાણવો.

જેના દેશમાં સુનાની રેતીની નદીઓ વહેછે તેઓના ચોક અને ખેતરમાં સુનું વરસાદની પેઠે વરશે છે.

પશ્ચિમની સઘળી લક્ષ્મિ તેના ઉપર પ્રસંન થઇ હોય તથા તે જમીન જરીયાન અને સ્ત્રીથી તથા પોતે જુવાનીથી જુવાન હોય એવી સર્વ સૃદ્ધિથી જે ભરપુર હોય; ઘરમાં લગ્નો

પૈસા હોય અને તેનું મન જો ઉદાર નહી હોય તો તેણે હલકો અને નિર્ધન સમજવો.

જો કદી હું આકાશને અથડું એટલો ઉંચો હોઉં, આખા મહાસમુદ્રને મુઠીમાં સમાવી દેઉં એવો હોઉં સર્વને હું એવી રીતે માપનાર હોઉં તોપણ મારૂં માપ મારા મનથી થાયછે. માટે મારી માપણીતો મનજ કરે તેથી મન સર્વ કરતાં મોટુંછે.

માણસો સારાં છે કે નઠારાં તે તેના મન ઉપરથી પરખાયછે પછી તે બખીલ હોય કે ઉદાર હેય દુષ્ટ હોય કે સારો હોય.

## બોલ્યુ પાળવા વિશે.

૧. ટેકવિનાના માણસો ઘણું ઘણું બોલી જાય છે, અને પછવાડેથી કંઇ પાળતા નથી; એવી નઠારી ટેવ તમે રાખશો નહીં પણ જેટલું તમે પાળી શકો તેટલુંજ બોલજો.

૨. જે પોતાનો બોલ પાળે છે તેનો મોભો વધે છે, અને જો બોલેલો બોલ પાળતો નથી તેનો મોભો ઘટેછે; તેના ઉપર નર કે નારી કોઇ વિશ્વાસ રાખતું નથી. જેટલું પાળી શકાય.

૩. પૈસો જાયતો ભલે પણ વચન જવા નહી દેશો, હું તેની ફસગીરી આણવાનો નથી તમે ધીરજથી એ પ્રતિગ્ના સ્વિકારો. જેટલું પાળી શકાય.

૪. ઘણા સત્યવાન બાહાદુર પુરૂષો પોતાના વચનને માટે લડાઇમાં કપાઇ મુઆછે તે પુરૂષોના લાભમાં આજ તેમની આબરૂ ફેલાઇ રહીછે. જેટલું પાળી શકાય.

૫. જે માણસ બોલે તે પાળે તેજ માણસ મોટો જાણવો, અને જે પોટીકો બોલ પાળતો નથી તેણે જુઠો માણસ જાણવો; અરે એવા માણસો પોતાનો ટેક ખોશે. જેટલું પાળી શકાય.

જે કુતરો ભસે છે તે પગ કરડવાનો નથી, તેમજ ચાપલુશી-ખોર માણસ વધારે વધારે બોલ્યા કરીઆથી તેણી આબરૂ ખોયછે. જેટલું પાળી શકાય.

૭. દુખ હોય કે શરીરે સુખ હોય તોપણ જે શીખામણ દેવાંમાં આવી છે એનાજ રંગમાં રાત અને દીવસ રહો; એથી તમે સારા માણસોમાં ફાયદો મેળવશો. જેટલું પાળી શકાય.

૮. જે હંમેશાં સુતાં કે બેસતાં સાચી વાત કહેછે તેની શકલી કાચો છતાં તે મોટોજ છે; એ પ્રમાણે ચાલવાથી મોટી પદ્વીએ ચડશો, કવિ દલપતરામે આ રૂડા છંદ રચ્યા છે.

## વિક્ટોરિઆ રાણી વિષે.

૧. અરે પરમેશ્વર તું દિલમાં દયા આણીને, જે રાણીજીના રાજથી અમે સુખી થયા છીએ; તેના મુગટમાં તું દીન પર દીન વધારે શોભા આપ, અને વિક્ટોરીઆ રાણીને સદા કાળ આ રાજમાં ખુશાળ રાખ.

૨. એ મોટા મનની દયાવંત અને અકળમંદ સ્ત્રીછે, જેનાં ચીતમાં ડાહપણ ભરેલું છે; જેનાં દેશમાં કંઇ કજીઆ નહી તથા જેણા કાંમમાં કંઇ ખોડ માલમ નથી પડતી. વિક્ટોરીઆ રાણીને.

૩. એના સતરૂ જે નઠારા કામમાં મજબુતછે, જેઓ માણસોને નઠારા વિચારથી દુખ દેતા ફરેછે; તેનો નાંશ કરનાર પરમેશ્વર આજ તુંજછે. વિક્ટોરીઆ રાણીને.

૪. ઓ પ્રભુ તું અમારી વીનંતી આ વખતે સાંભળવાને તૈયાર થા, અને જે શઠ લોકના ઝડપવાળાં કપટ કાંમોછે તેમણે તું દાબી દેજે, શતરૂઓની છાવણીને વીખેરી નાખજે. વિક્ટોરીઆ રાણીને.

૫. જેવી રીતે શુદ્ધ પક્ષમાં રોજ રોજ ચંદ્રની કળા વધતી જાયછે તેવી રીતે એ રાણીનુ તેજ તારી મેહેરબાંનીથી ચઢતું રહે એમ અમે માગીએ છીયે; જેમ બાગમાં ઉગેલા છોડો નાશ પામે છે તેમ એના શતરૂઓને જડ મૂળથી ઉખેડી નાખજે. વિક્ટોરીઆ.

૬. એને ઘણી દોલત અને સમૃદ્ધિ તારા અખુત ખજા-નામાંથી આપજે, એની સઘળી મનની ઉમેદ બર આણી એના દુખનો અંત આણજે; વળી ઓ પરમેશ્વર તું એના સઘળાં રાજ કારભાર-માં પૂર્ણતા આપજે. વિક્ટોરીઆ રાણીને.

૭. અમારા ઉપર એનુ રાજ ઘણા વર્ષ સુધી નિશ્ચળ પણે ચાલજો, વળી એના વંશનો વેલો વધજો, અને જગતમાં સુખી રેહેજો; ઇશ્વર કૃપાથી બીજા દેશોમાં એનો અમળ વધજો. વિક્ટોરીઆ.

૮. આ જગતમાં એનો અદળ ન્યાય નિશ્ચળ પણે સઘળા ઉ-પર થજો, એણે સર્વ ઠેકાણેથી જીતના શબ્દ મળજો; હમો મધુર સાદે એના ગુણનું ગાયણુ ગાઇએ છીએ. વિક્ટોરીઆ રાણીને.

૯. સર્વ લોક પયારથી ઇશ્વરની સ્તુતિ કરી ને એવું માગો કે રાણીના વેરીનુ જોર નરમ પડી બધે ઠેકાણે એનો વિજય થાઓ; આ તમે ખરા હેતથી ગામે ગામના લોકો ગાજો, જે આ રૂદા વન છંદો દલપતરામ કવિના રચેલા છે.

## અંગ્રેજી મહિના વિશે.

૧ પેહેલો મહિનો જાનેવારી જાણવો, પછી ફેબ્રુઆરી જા-ણવો પછી મારચ અપ્રેલ મેય અને પછી જુન અને જુલાઇ મહિનો જાણવો.

૨. ત્યારપછી આગષ્ટ મહિનો અને પછી સપ્તેમ્બર સુખાકારી ભરેલો મહિનો, તે ગયાપછી અક્ટોબર મહિનો અને તે પુરો થયો કે બરેબર નવેંબર મહિનો બેશેછે.

૩. ત્યાર પછી ડીસેમ્બર એ સઘળા બરાબર તપાશી ગણીએ તો ૩૬૫ દહાડા થાયછે.

૪. ચોથો ( અપ્રિલ ) છઠ્ઠો ( જુન ) નવમો ( સપ્તેમ્બર ) અગીઆરમો (નવેંબર) એ સઘળા ત્રીશ દિવસના મહિનાછે, જાનેવારી એકત્રીશ દિવસનો અને ફેબ્રુવારી ૨૮ દીવસનોછે.

૫. પ્રત્યેક ચોથાં વરસનો બીજો મહીનો (ફેબ્રુવારી) ૨૯ દાહાડાનો ગણાય.

૬. વરસ બેઠા પછી જાનેવારીની ૧૨ મી તારીખે સંક્રાંત આવેછે. અને જુનની પાંચમી તારીખે સૂરજ મૃગસર નક્ષત્ર સાથે આવે એમાં કંઇ સંદે નથી.

૭. મે મહિનામાં ગરમી ઘણી પડેછે જુન મહિનામાં વરસાદ ગાજેછે, અને અક્ટોબર મહિનામાં વરસાદ ઘણો વરશે છે.

૮, ઈસવી શનના વરસનાં આંકડામાં જો છપ્પન (૫૬) ઉમેરીએ તો વિક્રમનો સંવત આવે છે.

૯. એ સંવતમાંથી ૧૩૬ બાદ કરીયે તો સાલી વાહાનનો શને આવેચ કે જે પેહલો ચૈત્ર મહીનામાં શરૂ થયો.

૧૦. અર્થ ને કાંમ આવે માટે આ દશ રળોઆમણા દોહરા કવિ દલપતરામે અમદાવાદમાં રચ્યા છે.

## વિચારીને બોળવા વિશે.

૧. સારા વચનથી હમેશાં પ્રેમ વધેછે, અને નઠારા વચનથી કજીઆ કંકાશ થયા કરેછે; માટે કંઇ વિચાર રાખી જે બોલો તે વિચારીને બોલજો.

૨. સારા વચનથી આખી દુનિયાં વખાણેછે, અને નઠારાં વાકયથી આપણી કીર્તિ થતિ નથી; માણસ ચઢતીમાં અને પડતીમા આવેછે તે વચનથીજ. માટે જે બોલો તે.

૩. સઘળા લોક પોપટને પાળેછે, અને ઘૂવડ પોતાના માળામાં પણ સુખે સુવા પામતું નથી; એ બધો ગુણ વાણીનો જાણજો. માટે જે બોલો તે.

૪. ભાઇઓ સારી જીભ રાખીએ તો લોકમાં વાહવા થાય અને નઠારી જીભ રાખોઆથી બુરૂ બોલાયછે; પછી તે ગરીબ હોય અથવા રાજકુંવર અથવા રાણી હોય. માટે જે બોલો તે.

૫. સારી વાણી બોલ્યાથી લોકો દહીં દુધ અને ઘી આપશે, વળી કિમતી વસ્તુ હશે તો તે જુજ કિમત લઇને આપશે;

અને નઠારી વાણીથીતો કોઇ પાણી પણ નહીં પાશે. માટે જે બોલો તે.

૬. જેમ થુકેલુ પાછું ગળાતું નથી તેમજ કોઇએખી પોતીકુ વચન નહી પાળયુ તો તે માણસને પસતાવો થયા વગર રેહેતો નથી. માટે જે બોલો તે.

૭. કદાપીને જો પાળીનો ઘા પડયો હોયતો તેના ઊપર ઓસડ કરવાથી રૂજશે, પણ ખરાબ શકુન બોલવાથી પડેલો ઘા કોઇપી ઉપાએ રૂઝાશે નહી; કાચની બરણી કાણી થઇ હોય તો તે કાણું પુરાવુ મુશકેલ છે. માટે જે બોલો તે.

૮. નાહનો અથવા મોહનો તાપનો અવાજ જે હવાની અંદર પાછો શા. આપેછે તેણે તમે પાછો અટકાવી શકતા નથી. માટે જે બોલો તે.

ખુબ વિચાર કર્યા પછી કંઇપણ બોલવું તે બોલજો, તેથી તમારૂં કામ કોઇપી રીતે બિગડવાનું નથી: અને લોકોમાં તમારો મરતબો દલપતરામ કહેછે કે વધશે.

## લોભ અને સંતોષ વિષે કવિતા.

લોભ રાખ્યાથી માન મરિયાદા અને ઊદ્યોગ ઓછો થાયછે;

લાભથી ગમે હેવી સારી ચાલ હોય અને ગમે તેવો મજબુત પચાર હોય તો તેપણ રહેતો નથી.

૨. લોભથી ભાર કે વકકર કંઇ રહેતો નથી, અને વેહવાર પણ બંધ થાયછે; લોભથી બધાં સદાચરણ જાયછે અને ભારે ટેક હોય તે લોકમાં લોભથી ઓછો થાયછે.

૩. ગમે એવી વિદ્યા હોય તો તે લોભથી મનાતી નથી, તથા લોભથી કરેલું પુણ્ય પણ જતું રહેછે; લોભથી સઘળા સદાચરણ હોયતો તે કાંટાની મુળ બરાબર થાયછે. લોભ એ બધા પાપનુ મુળછે.

૪. લોભ લોકની અંદર માણસને હીણુ બગાડેછે મોહટી લાલચ એ નુકશાનકારક છે. લોભમાં સર્વ જાતના અવગુણ રહેલાછે બાકી સુખનું મુળતો સંતોષછે.

૫. સંતોષી માણસને બહુજ આબરૂ મળેછે, અને સંતોષથી આપણુ શરીર અને નુર બંને શોભેછે; સંતોષીને કશી વાતની ખોટ નથી, અને સંતોષીને સઘળી વાતમાં પુરૂષજ છે.

૬. સંતોષીને રાજા પણુ આબરૂ આપેછે, તથા તેને બહુ ધન મલેછે; અને સંતોષી માણસનો અર્થ એછે કે તે ગાંડો બની પૈસો શોધવા જતો નથી.

## સંપ વિશે.

૧. દુનિયાંની આરંભે બધાં માણસો વનમાં વસતાં હતાં; તેઓમાં સંપ નહોતા માટે તેઓ એક બીજાથી દરતા હતા.

૨. તેઓને ખાવાને માટે જંગલના ફુલ ફળ અને પેહેરવાને ઝાડનાં છાલ તથા પાંદડાં શિવાય બીજું કાંઇ હતું નહિ; અને વનમાં રહીને બહુ બહુ દુ:ખો વેઠતાં હતાં.

૩. પછી પરમેશ્વરે તેઓનામાં સંપ કરવાની બુધ્ધી આપી; એમ કરતાં એક બીજાની મદદથી તેઓએ સારાં સારાં ઘરો બાંધીઆં.

૪. જેમ પછી સુસંપ વધતો ગયો તેમ અડચણ દુર થતી ગઇ; અને પછી તેઓએ સારા કાયદા બાંધ્યા કે જેથી લોકોપર પડતું દુ:ખ દુર થયુ.

૫. નિર્બળ અને બળવાન સર્વ સુખી થયાં, બધાં દુ:ખ નાશી ગયાં; ખરેખર એ સર્વ કારણ સંપનુજ જાણવું.

૬. જયા સંપ હોય તો ત્યાં બધી વાતનું સુખ જાણવું, અને જયાં સંપ નહી હોય ત્યાં દલગીરી માલમ પડેછે; સંપથી દોલત મળેછે અને તેથી આબરૂ પણ વધેછે.

૭. સુતરનો એક તાંતણો તોડી નાખવાને સઘળાં માણસો હિંમત કરશે પણ તેનાં ઘણા તાંતણાં એકઠું કરી દોરડું વણિયે તો તે તોડવાને કોઇ હિંમત કરશે નહી.

૮. જો આપણાં કુટુંબમાં સંપથી રહ્યા હોઇએ તો વેરીથી શું થવાનું હતું? જુઓ જંગલમાં ઝાડના જથામાં જે ઝાડ હોયછે તેને કશું નુકશાન થતું નથી પણ જો એકલું હોયછે તો તે વાથી પડી જાયછે.

૯. જે પથરાને છોકરાં રમતમાં ભાંગી નાખેછે, તેજ પથરાનો જો શેહેરને ફરતો કોટ કરાવીએ તો ચોરોની કંઇપણ બીક રેહેશે નહી.

૧૦. રસ્તાની જે ધુળને વરસાદ ધોઇ નાખેછે તે ધુળની જો પાળ બનાવીએ તો તેમાં વરસાદનું પાણી ભરાઇ તળાવ થાયછે.

૧૧. તેમજ માણસો તમે સઘળે ઠેકાણે સંપથી રહો; અને કરમમાં લખેલાં સુખ દુખ ભોગવો એમ કવિ દળપતરામ કહેછે.

## અટકચાળો છોકરો.

૧. છગો કરીને એક અટકચાળો છોકરો હતો, તે જ્યાં બેસે ત્યાં અટકચાળું કરતો ફરે.

૨. કાગળ અથવા તો કલમ કે નહી તો પછી ચાકુ જે કાંઇ દેખે તે પણ ઉતાવળથી લે; પછી તે ગમે તો ઘણી કીમતી કાંય નહી હોય.

૩. ના કહી હોય તો માને નહી અને જે કહીએ તે સાંભળે પણ નહી: પણ એને એક દહાડો ઠીક શીખામણ મળી.

૪. તેણો ડોસો ચસ્મો અને તપકીરની ડાબડી મેલીને માળે ગયો; એટલે તરતજ જીવાએ હરખાતાં તે લઇ લીધી.

૫. ચસ્મા હતાં તે નાખે ચડાવ્યાં અને પછી પગે પેલી દાબડી લીધી ઢાંકણું મજબુત હતું તે ઊઘાડવાને ખુબ જોર કર્યું.

૬. એણે ખુબ જોર કરીઆથી ધાંકણું છટકાઇ ગયુ, અને તેમાંણી તપકીર ઊડયાથી તેણે ખુબ બુમ પાડવા માંડી.

૭. તપકીર આખાં મોઢાં ઊપર પડી તેથી જીવાએ ગભરાઇ ફાંફાં મારવા માંડ્યાં.

૮. ચસ્મો તરતજ ચોકમાં નાખી દીધો અને છડા છડ છીંકો ખાવા માંડી, તથા થુકતાં તે કંતાળ્યાથી રડવા માંડ્યું.

૯. જેમ જેમ આંખ ચોળતો જાય તેમ તેમ તપકીર આંખ-માં પેસતી જાય, અને વધારે વધારે આંધળો બનતો જાય, ડોસાએ છોકરાને દીઠો અને ચસ્માંના કટકા દીઠા.

૧૦. ડોસાએ ધમકી આપીને કહ્યું કે દીકું એક બાજુથી હસવાનુ થયું અને બીજી બાજુએ નુકસાન થયું; બસ! જીવા તણે એ શિક્ષા બરાબરજ થઇ.

૧૧. ચસ્મોતો ભાગી ગયો અને દાબડીએ ચાણુ વાળ્યા, ત્યારે પછી જીવાએ જીવતાં સુધી એવું અટકચાળું કોઇ દિવસે કર્યું નહિ.

## અખાના છપા.

૧. અફીણ અને આળસ એ બંનેમાં સરખોજ અવગુણછે, માણસ જેમ જેમ એનો ઊપયોગ કરતો જાય તેમ તેમ શરીરમાં અને બુધ્ધીમાં ઓછો થતો જાયછે; એ બંને વ્યસણ મેલી તાકદ ધારેલું કામ કરશો, નહીંતો નાતના પંજમાં સપડાશો.

૨. જેમ કોઇ માણસ ઊંઘી ગયા પછી સ્વપ્ના અવસ્થાને પામ્યો; તે સ્વપ્નામાં જમેછે તોપણ ઉઠ્યા પછી પેટતો ખાલી ને ખાલી રહેછે; તેમજ એક માણસ જો ભણ્યો હોય અને ગણ્યો નહી હોય તો તે વિદ્યા વગર કામની સમજવી એમ અખો કવી કહેછે.

૩. માણસો માયાના પરાક્રમથી સુખીયાં દુખીયાં દેખાયછે પણ એ સર્વ માયાનુજ કામછે; જે સુખિયું હોય તે જોતાં જોતામાં દુઃખિયું થઇ જાય અને તેણી દોલત તથા આબરૂ જતી રહે; રાજા

હતા તે ગરીબ થયાછે અને ગરીબ હતા તે રાજા પણ બની ગયા છે, અમો કહેછે કે એ માયાને મહિમા છે.

૪. સંપત્તિ અને વિપત્તિ સેજ વાતમાં આવી જાયછે, મનતો જાણેછે કે હું સર્વે સંપત્તિનો માલીક છું; વરગોડાની અંદર ઘણી ચીજ મલેછે પણ તરતજ તે વીખરાઈ જાયછે; જેમ રેતીને ખાંણ સમજીને ખાવા જતાં ફજેત થઈએચ તેમજ માયા અટે ફજેત કરેચ એમ અમો કી કહેછે.

૫. હલકો માણસ જો વધારે ભણેલો હોય, લડકણી વહુએ જો છોકરાને જન્મ આપ્યો હોય, મરતીખોર પોપટ હોય અને તે વળી ચોમાસામાં ચરવા પામ્યો હોય, કુતરો કરડકણો હોય અને હડખવુ લાગ્યુ હોય, અને વાંદરાંએ દારૂ પીધો હોયતો અમો કહેછે કે એથી સઘળા લોક ભય પામેછે.

## સાહસ કામ ન કરવા વિષે.

૧. સિદ્ધપૂર નામનું એક સુંદર ગામ હતું, ત્યાં નારસિંહ નામે રાજા રાજ કરતો હતો તે ગામમાં એક બુદ્ધિવાન બ્રાહ્મણ રહેતો હતો, જેની સ્ત્રી પતિવરતા હતી.

૨. તેને છોકરાં છૈયાં ન હતાં, તોપણ પરમેશ્વર ઉપર ચિત્ત

રાખતી હતી, જુદી જુદી જાતનો તે ધરમ ક્રીયા કરતી અને હમેશાં સારાં કામ કરતી તથા સદાચરણથી ચાલતી.

૩. એવી રીતે તે ધણી ધણીયાણી ખરેખરાં પવિત્રજ હતાં, તેઓ એકબીજાને ચહતાં હતાં તોપણ તેમને કંઇ સંતાન થતું નહી.

૪. તેમના ઘર આગલ એક નોળીઆનુ બચ્ચું તરફડીઆં ખાતું હતું, તેની મા પાસે હતી નહી, માટે તેમને દયા ઉતપન્ન થઇ.

૫. તેને પોતાને તથાં રાખી દુધ પાય તથા પોતાની સાથે પથારીમાં સુવાડે અને તેને છોકરાનાં જેવા લાડ લડાવે.

૬. પેલું બચ્ચું મોટું થયું પણ ઘરમાં કશી રીતની અટક-ચાલી કરે નહી, જોકે તેને બોલવાને ઇશ્વરે વાચા નહી આપેલી તોપણ તેનામાં માણસ જેટલી અકલ હતી.

૭. પછી તેણીં પગલાંથી પેલી સ્ત્રીને છોકરો થયો; તે શુભ દહાડે બારણે તોરણો બાંધ્યાં, અને છોકરાને પારણે પોઢાડયો.

૮. પેલી સ્ત્રીને દીવાની જેટલો હરખ થયો અને તેનું હેત નોળીઆના બચ્ચાં ઊપર વધારે વધતું ગયું: પોતાનું બધું ધન તેનેજ સમજવા લાગી તથા બહુ પયાર રાખવા લાગી.

૯. એક દહાડો છોકરાને પારણામાં સુવાડી નોળીઆને છોક-રો તથા ઘર સોંપી પેલી સ્ત્રી પાણી ભરવા ગઇ.

૧૦. તું એને રડાવતો ના તેમજ એનીપર ગુસ્સે થઇ મારતો ના; જો એ છોકરો મારી આગળ રોવ કરશે તો હુ તને ગાળ દઇશ.

૧૧. એવી રીતે છોકરાને નોળીઆને સોંપી પેલી સ્ત્રી પાણી ભરવા ગઇ; કે જયાંથી આવતાં બે ચાર કલાક થયા, એટલામાં એક મોટો સાંપ પારણા ઉપર ચડયો અને છોકરાને કરડવાની તઇયારીમાં હતો.

૧૨. જેવો તેનાં અંગુઠે વળગેછે તેવામાંજ તે નોળીઆએ તેને જોયો; અરે મારા ભાઇને તું કરડનાર પાપી હવે કયાં નાશી જશે.

૧૩. એમ કહીને તેપર તરાપ મારી તેણી ડોક ઝાલી; અને તેને ગરડીને તેના સાત કકડા કર્યા એટલાંમાં પેલી સ્ત્રીને પાણી ભરીને આવતી જોઇ.

૧૪. આ રૂડા સમાચાર કેહેવા પેલો નોળીઓ સામે ગયો; તેને બોલવાની શકતી નહી માટે તે તેની સામો જઇ ઉભો રહ્યો.

૧૫. નોળીઆનુ મોહડુ લોહીથી ખરડાયલુ હોવાથી પેલી સ્ત્રી સમજી કે મારો છોકરો એણે મારી નાખ્યો; લોહીવાળુ મોહુ જોઇ પેલી સ્ત્રીને બહુજ લાગ્યુ અને દુઃખ થયુ.

૧૬. અરે પાપી! તું કેવો કતો વેરી કે તેં મારો નાહનો

છોકરો મારી નાખ્યો; પેલીએ એમ કહીને તેના ઉપર માથેથી બેડું નાખ્યું જેથી નોળીઆનું મો છુંદાઇ ગયું અને તે મરણ પામ્યો.

૧૭. પેલી ઘરમાં આવીને જુએછે તો છોકરોતો પારણામાં સુતો સુતો રડયા કરેછે; છોકરો બોલ્યો કે મને આ સાંપે કરડી ખાધો હોત.

૧૮. નોળીઆએ દીઠો માટે તરતજ મારી નાખ્યો નહીતો આજે એ મણે મારી નાખ્યત; એમ કહીને માયને ત્યાં સાપના સાત કકડા પડેલા હતા તે દેખાડયા.

૧૯. પેલી સ્ત્રી પસ્તાઇને હાથ ઘસવા લાગી અણે બળાપો કરવા મંડી; અને આપઘાત કરવા તઇયાર થઇ પણ તેતલામાં તેને લોકોએ શીખામણ દઇ વારી.

૨૦. તું પ્રથમ કંઇ મનમાં નહી સમજી હવે પસ્તાવો કરીઆથી શુ થશે જ્યારે તે વખતે તું સમજી નહી ત્યારે હવે તને પસ્તાવો કરવો પડેછે.

સામળદાસ કવી કહેછે કે વગર વિચારે કરેલાં કામથી આનંદનો નાશ થાયછે, અને તે આ દાખલાથી સાબેત થાયછે.

## જીભને શિખામણ.

૧. અરે જીભ તને હરીગુણ ગાતાં આટલી બધી આલસ

ક્યાંથી આવેછે? જવારો કરતાં તો તને નવરાશ નથી મળતી અને બોલ બોલ કર્યાજ કરેછે. અરે જીભ તને.

૨. પારકા માણસની નીંદા કરવામાં તુ ઘણી હુશીઆરછે, ખરાબ વાંણી બોલવાને તુ બહુ બહાદુરછે, લડાઇ કરવાનેતો વેહલી વેહલી તૈયાર થાયછે, અને ઇશ્વરની ભકતી કરવાને કંટાળેછે.

૩. મરતી વખતે તણેકોઇ કામ આવવાનું નથી, સગાં વ્હાલાં શત્રુની ટોલીની પેઠે આગળ પાછળ ફરી વળશે, ને પોતાનુ સઘુ કહી બધુ લઇ જશે, તે વખતે તણે રડાને રેહેવું પડશે.

૪. તમ મંગાવો તુળસીનાં પાંદડાં આણાવો અને ઇશ્વરની ભકિત કરાવો, પણ પેહેલાંતો ઇશ્વરને પગે પાણ નહી લાગતો ત્યારે હવે તેણુ નામ સંભળાવે શુ થવાનુ હતુ? અરે જીભ તને.

૫. જ્યારે ઘરમાં આગ લાગે ત્યારે કુવો ખોદાવો તો આગ કેમ ઓલવાય! ચોર જ્યારે બધો માલ મતા લઈ જાય ત્યાર પછી દિવો આણો તે શા કાંમમાં આવે? અરે જીભ તને.

૬. અરે તું આ જગતની માયાના ફંદમાં શુ સુખ રહેછે, ઉઠ, જાગીને તપાસ કર જ્યારે તારાં ગલાંમા મોટની ફાંસો પડી ત્યારે તુ રડવા બેથાછે પણ હવે તેથી કઇ વલવાનુ નથી. અરે જીભ.

૭. અરે ઇશ્વરનું ભજન કરવામાં કંઇ પૈસા બેસતા નથી, તે-મજ એક બાલ પણ ખરતો નથી, બહેસ્તમાં જવાનો ઇશ્વરની ભક્ત શીવાય બીજો કંઇ માર્ગ નથી.

## ઉપદેશ વિશે.

૧. અરે હું તને એક સરસ શિખામણ દઉછું, કે આગળતો દુઃખના દિવસ આવેછે માટે જો ચેતતો હોયતો ચેતજે.

૨. પાણીના રેલાની પેઠે તારી જીંદગાની જાયછે, રોજ રોજ વખત રૂપી ઉંદરડો તારા શરીરને કોલી ખાયછે.

૩. તારા મોઢાં આગળ શેંકડો માણસો મરી ગયા તે લોકોની તનદરોસ્તીના રૂડા સમાચાર પણ નથી આયા; તેમાના કોઇએ ખ-બર પત્ર પણ નથી લખ્યો.

૪. આપણે બધાએ મરવુંછે માટે એવો એક દિવસ નક્કી આવશે; તે વખતે આપણી પાસે ઇશ્વર પાપ અને પુન્યનો હીશાબ માંગશે તે વેળા આપણે શું ઊત્તર આપશું.

૫. અરે અભાગીઆ અણસમજુ! તું ચેતીને નથી ચા-લતો તું અજ્ઞાનપણાંથી આગ લગાડીને તારૂં પોતાનુંજ ઘર બાળેછે.

૬. તું કયાંથી આંવ્યોછે, અને તને કયાં જવુંછે તેનો તું વિચાર કરતો નથી; અગયો ઇશ્વરની ધાસ્તી મેલી જવારો કરેછે.

૭. તે જે છુપાં છુપાં કપટી કાંમો કરેલાંછે તે છેક છુપેલાં નથી રહેવાનાં; અને જે કાંમ કરવા લાયક તે કાંમ નથી કીધું તયારે તું સમજુ માણસ શાનો?•

૮. પારકાને ઉપકાંર કરવામાં તું પાછો હઠીયો અને લોભમાં લપટાયો, તથા નઠારા બુદ્ધિમાં ગાંડો બનીને તારા મનમાં જાણે તું ડાહ્યો હોય તેમ સમજેછે.

૯. આ ભાવસાગર રૂપી ખીરમાં કુકર્મ રૂપી મીઠું નાખ્યું, અને દુષ્ટ કાંમો જે ઝેર જેવાં કડવાંછે તે કરીઆથી તારૂં ડહાપણ સઘલું જતઈ આવયુ.

૧૦. હવેલી ઘરબાર અને પૈસો એ બધાં તણે શુ કાંમ આવશે? કોણ જાણે એના ભોગવનાર કોણ થશે, એ બધી માલ મીલકત પર તુ શુકાંમ મુસતાક રહેછે!

૧૧. તું વિચાર કરીને જોશેતો તને માલમ પડશે કે એ બધાંમાં તુ માત્ર એક સેર અનાજનો માલીકછે; ઘોડા, હાથી, રથ એ બધુ જોઇને તુ મલકા ના.

૧૨. એ બધાંતો ઉલટી તને બલા વળગીછે, કારણકે એ બધાં

ની તને ફીકર લાગીછે; જેણે તેં સુખનાં જાણીને ઓરડાં કરી ગયાં હતાં પણ તેનાં દુ:ખમાં તું ઉજતો નથાયે.

૧૩. એ બધાંથી તુણે ફરસુદ ન મલી તેથી ઇશ્વરનુ ભજન કરવાનો વખત કયાથી મલે? કવિ દલપતરામ કહેછે કે જયારે તમારે એ સર્વ તજીને જવું પડશે ત્યારે મનમાં પસ્તાશો માટે સમજો અને હમેશાં ઇશ્વરની બંદગી કરો.

## મહારાણીજીની અરજી.

૧. ઓ પ્રભુ! અમે એટલુંજ માગીએ છીએ કે ઘણા હેત-વાળી મહા રાણી વિક્ટોરિયાને ઘણા વર્ષ સુધી જીવાડજો, તમે મેહર-બાની કરીને તેટલું માગેલું આપો, જેથી હમે રાજી થઈએ.

૨. એની સત્ત અમારા ઉપર સ્થીર થજો, અને દયા આણી એને આરોગ્ય રાખજો. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૩. અને શક્તિ દિનપર દિન વધતી જજો, એની દોલતમાં. પણ વધારો થજો; અને એની કીર્ત્તિ અતીશય વધતી જજો.

૪. એના સર્વ વેરીઓનો નાશ કરજો, અને દુષ્ટનાં બુરાં કામો વ્યર્થ થજો. ઓ પ્રભુ વિક્ટોરિઆ રાણીને.

૫. એ વિજયા કુવરિનો જય થજો, જે આખા જગતનો અખતયાર ચલાવવાને લાયકછે. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૬ ઈશ્વર તમે એને અપાર દોલત આપજો અને સર્વ પ્રસંગે એને સ્હાય રહેજો. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૭ ઓ દયાળુ! એના દુઃખનો નાશ કરજો, જેની કીર્ત્તિ આખી દુનિયામાં ગવાયછે. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૮. જેના રાજથી રૈયત સુખી થઇછે તેના સીનગારને (ધ-ણીને) સલામત રાખજો. ઓ પ્રભુ વિક્ટોરીયા રાણીને.

૯. એણાં રાજમાંથી જુલમ નાબુદ થયો, અને તેથી હમણે બેહદ આનંદ ઉત્પન્ન થયોછે. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૧૦. એનો ચોખો ઇનસાફ આખાં જગતમાં પસરજો. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૧૧. એની શુભ કીર્ત્તિ આ દુનિયાંમાં પસરજો, જે ગુણિજ્ઞ લોકો પોતાના પુસ્તકમાં લખી જાય. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૧૨. એની સદાચરણી રાજસભા દયાવંત અને શોભાયેમાન દેખાયછે. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૧૩. એને ચાર ઘણી હિમત વધજો. અને એની રક્ષા પર-મેશ્વર કરો. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને.

૧૪. જેવી રીતે અમર વેલીનો બહુ બહુ વિસ્તાર થાયછે, તેવી રીતે એના કુટુંબ પરિવારનો વિસ્તાર થજો. ઓ પ્રભુ.

૧૫ કવિ દલપતરામ કહેછે કે સર્વ સારાં માણસો આ કુંવરીનો જય જયકાર બોલો. ઓ પ્રભુ વિક્ટોરિયા રાણીને ઘણા વરસ સુધી જીવાડજો.

## ભુગોળ વિદ્યાનો ગરબો.

૧. અરે સંઘઓ સાંભળો આપણે ભૂગોળ વિદ્યા વિશે વાત ચીત કરીએ; એ વિદ્યા શીખોને આપણે સારી સમજણ લઈએ. આ પૃથ્વી ગોળ આકારની નારંગીના જેવી છે, અને વલી બીન આધારે રહીછે. અરે સઘઓ સાંભળો.

૨. એ બે ગતિમાં ફરનારી છે, અને એ ગતિમાં બહુજ જોરછે, એમાં ખેચવાની શકતી સંમતોલ રહેલીછે. અરે સઈઓ સાંભળો.

૩. દક્ષીણથી તે ઊત્તર સુધીના પૃથ્વીનો વ્યાસ બરાબર ૭૯૧૨ માઈલછે તે જાણજો. અરે સઘઓ સાંભળો.

૪. આ પૃથ્વીના બરાબર ત્રણ ભાગ કરીએ તો તેમાંના બે ભાગ પાણી અને એક ભાગ જમીન છે એમ ગ્નાની લોક કહેછે. અરે સઘઓ સાંભળો.

૫. એ બધા પાણીના પાંચ ભાગ કરયાછે, તેને મહાશાગર કહેછે તે દરેક મહાસાગરના નામ કહુછુ તે ધ્યાંનમાં લેજો. અરે સઘઓ સાંભલો.

૬. સઊથી મોહતો પેસિફિક મહાસાગરછે જેમાં બેરનો કંઈ સુમારજ નથી, અને તેમાં રાત દહાડો વહાણો ફરતાં ફરેછે. અરે સઘઓ સાંભલો.

૭. બીજો આટલાન્ટિક મહાસાગર, ત્રીજો હિંદી મહાસાગર, તે તમે નકસામાં જુઓ અને ખુશી થાઓ. અરે સઘઓ સાંભલો.

૮. ચોથો ઊત્તરમાં ઉત્તર મહાસાગરછે, અને પાંચમો દક્ષીણ માં દક્ષીણ મહાસાગરછે ત્યાં તાહાડ બહુ વાગેછે. અરે સઘઓ.

૯. જમિન બે મહાદ્વિપોમાં વેહેંચયછે, તેમાં એક જુનોછે જેમાં આપણે વસીએ છીએ, અને બાજો અમેરીકા નામેછે જેને નવો કરી કહેછે. અરે સઘઓ સાંભલો.

૧૦. જુના મહાદ્વિપમાં ત્રણ ખંડોછે એશિઆ યુરોપ અને આફ્રીકા. અરે સઘઓ સાંભલો.

૧૧. ચોથો ખંડ અમેરીકાછે તેની શોધ અમેરીકે કરી માટે તેના નામ ઉપરથી એ ખંડનુ નામ રાખવામાં આવ્યુ છે. અરે સઘઓ સાંભલો.

૧૨. અમેરીકાના બે ભાગ કરેલાછે, તેમના નામ દક્ષિણ અમેરીકા અને ઉત્તર અમેરીકા રાખ્યાંછે. તેમાં યુરોપીઅન લોક વસેછે. અરે સહુઓ સાંભળો.

૧૩. આસ્ત્રલએશિઆમાં ઘણા બેટછે, તેમના નામ પણ ઘણ છે, આસ્ત્રલીઆ મોહટોછે એમાં કંઇજ ભુલ નથી. અરે સહુઓ.

૧૪. પાસીફીકમાં જે બેટનો જથોછે તે પોલીનીશાઆને નામે ઓલખાયછે, અને ઓહ બેટ પણ નયાંજછે. તે તમો વીસરસો ના. અરે સહુઓ સાંભલો.

૧૫. આ ધરતી ઉપર જે જગા જોવી હોય તે રેખાંશ અને અક્ષાંશ ઉપર જોવી, તેથી મનનો સંદેહ મતી જશે. અરે સહુઓ સાંભલો.

૧૬. જે છોકરાઓ આ ગરબો ગાશે તે ભુગોળ વિદ્યાના અભ્યાસમાં આગળ વધશે, તેણે જોઇ મેહેતાજી ખુશી થશે. અરે સહુઓ સાંભલો આપણે ભૂગોળ વિદ્યા વિશે વાતચીત કરીયે.

## બંદગી.

૧. ઓ ઇશ્વર તુ દુનિયાનો રક્ષણ કર્તાછે તારી કારીગોરી અને બધી સત્તા આશ્ચર્યકારક છે. ઓ ઇશ્વર તુ.

૨. અરે પરમેશ્વરની તારીફ કરવા મારી જીભમાં પુરતી શક્તિ નથી, અને કદાચ કરવા જાઉંછુ તો હારી જાઉંછું. ઓ ઇશ્વર તું.

૩. જ્યાં જોઇએ ત્યાં તારી કીર્ત્તિનો ભંડાર નજર આવેછે જે તારા ગુણોથી ભરપુર છે. ઓ ઇશ્વર તું.

૪. આ દુનિઆનો તુ કારભાર ચલાવેછે અને તારાં કાંમ બધાં પ્રેમ ભરેલાંછે. ઓ ઇશ્વર તુ.

૫. આ દુનિઆંમાં તારા શીવાએ કોઇબી સાચુ નથી, અને હંમેશાં દુખમાં તુજ મદદ કરેછે. ઓ ઇશ્વર તું.

૬. ખરાબ કાંમ કરવાથી હંમેશાં ફરી જઇ માર ખાઇએ છૈયે પણ ભક્તિ કરવાથી બચ્યોએ છૈયે. ઓ ઇશ્વર તું.

૭. મને કંઇબી ખરાબ કાંમ કરતાં નીત અટકાવજે એવી મારી અરજછે તેપર તુ ધીઆન આપ. ઓ ઇશ્વર તું દુનિઆનો રક્ષણ કર્તાછે, તારી કારીગોરી અને બધી સત્તા આશ્ચર્યકારકછે.

સમાપ્ત.